બાળ ગ્રંથાવળી : : ચોથી શ્રેણી : ૧૬

# શ્રી પાદલિપ્તાચાર્ય



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૧૬

# શ્રી પાદલિપ્તાચાર્ય


:: લેખક ::

ધીરજલાલ ટોકરશી શાહ.







પ્રથમ આવૃત્તિ : નકલ ૧૨૫૦ : સં. ૧૯૮૮

મૂલ્ય સવા આનો.

જ્યોતિ કાર્યાલય : અમદાવાદ

: પ્રકાશક :
ધીરજલાલ ટોકરશી શાહ
ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર
હવેલીની પોળ રાયપુર : અમદાવાદ







ધી 'સૂર્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં
મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.
પાનકોર નાકા—અમદાવાદ.

# શ્રી પાદલિપ્તાચાર્ય.

કોઈ બાળક તો રમત રમે ને કોઈ સારૂં સારૂં ખાય. કોઇ બાળક ફરતાં ફરે ને કોઈ તો બેઠા બેઠા ગાય. પણ આ બાળકતો ભાઈ ભારે ! મોટી એક ચોપડી આગળ પડી છે ને કડકડાટ સંસ્કૃત શ્લોકો બોલ્યે જાય છે. માથું પાકી જાય એવું સંસ્કૃત વ્યાકરણ તો એણે મોઢે કરી નાખ્યું છે ને સંસ્કૃત સાહિત્ય સારી રીતે વાંચી પણ શકે છે. અને કવિતા તો સંસ્કૃત પ્રાકૃત બંનેમાં બનાવે છે.

નથી એના શરીરે કસબી વાઘા કે નથી રેશમી પટકુલ. એણે તો એક સફેદ અંચળો ઓઢયો છે ને ભણ્યેજ જાય છે. મંડનગણિના હાથ નીચે અભ્યાસ કરતા એ આર્યનાગહસ્તિના શિષ્ય છે.

પણ આટલા નાના સાધુ ! હા ભાઇ, એની પણ વાત જાણવા જેવી છે. એ કેવી રીતે સાધુ બન્યા તે કહું.

શ્રી રામચંદ્ર અને હરિશ્ચંદ્ર જેવા પ્રતાપી પુરુષોની રાજધાની અયોધ્યાનું નામ તો તમે સાંભળ્યું હશે. કોશલાપુરી નામથી પણ એ ઓળખાય છે.

ત્યાં વિક્રમના બીજા સૈકામાં ફુલચંદ નામે શેઠ અને પડિમા નામે શેઠાણી રહેતા હતા. તેમને ધન, ધાન્ય ને મેડીમહેલાતો હતી. ઘેર નોકરચાકર ને વાણોતર હતા. બધી વાતે સુખ હતું પણ એક વાતનું દુઃખ હતું: તેમને એકે પુત્ર નહિ. પડિમા શેઠાણીને તો આથી ન ભાવે ખાવુંપીવું કે ન ગમે ઓઢવુંપહેરવું. છોકરાં વિનાનું ઘર સ્મશાન. ખરેખર શેઠાણીને તો ઘર સ્મશાન જેવું લાગવા માંડયું. ફૂલચંદશેઠને પણ આથી ઘણી દીલગીરી થઈ. કોઈ પણ રીતે પુત્ર મેળવવો એવો એમણે નિશ્ચય કર્યો. તે તો ભુવાભગતને મળ્યા. જોગીજતિને મળ્યા. કંઈ કંઈ દેવની માન્યતા માનવા લાગ્યા. પણ કોઈ રીતે પુત્ર થાય નહિ. એમ કરતાં એક વખત વૈરોટયા દેવીની ભારે ભક્તિ કરી. નાગજાતિની એ દેવી હતી. શેઠની ભક્તિ જોઈ દેવી પ્રસન્ન થયા અને પુત્ર થવાનો ઉપાય બતાવ્યો કે કાલિકાચાર્ય નામે પ્રખ્યાત આચાર્યના શિષ્ય આર્યનાગહસ્તિ છે. અને તે અત્યારે તમારાજ નગરમાં છે. જો એનું ચરણામૃત ( પગ ધોયેલું પાણી ) તારી સ્ત્રી પીએ તો તેને પુત્ર થાય.

આટલું બોલી દેવી અંતર્ધ્યાન થયાં. ફુલચંદ શેઠ તો હરખાતા હરખાતા ઘેર આવ્યા ને શેઠાણીને વાત કરી. શેઠાણી એ સાંભળી તરત આચાર્ય નાગહસ્તી ઉતર્યા હતા તે ઉપાશ્રયે ગયા. ઉપાશ્રયમાં પેસતાંજ એક સાધુ હાથમાં પાત્રું લઈને સામે મળ્યા. શેઠાણીએ પૂછ્યુંઃ મહારાજ ! આ શું છે? સાધુ કહે, ગુરુનું ચરણોદક. સાધુ જ્યારે તે પરઠવવા લાગ્યા ત્યારે દશ ડગલા દૂર ઉભાં રહી પડિમા શેઠાણીએ અંજલિમાં તે ચરણોદક ઝીલ્યું અને આચમન કરી લીધું. પછી તે ઉપાશ્રયની અંદર આચાર્ય મહારાજને વંદવા ગઇ. આચાર્ય મહારાજે જ્ઞાનના પ્રભાવથી પડિમા શેઠાણીના મનની વાત જાણી અને કહ્યું કે હે બાઈ! તને પુત્રની ઇચ્છા છે તો તને દશ પુત્રો થશે. પણ તેં દૂરથી ચરણામૃત લીધું માટે પહેલો પુત્ર તારાથી દૂર રહેશે, બાકીના પુત્રો ઘણી રિદ્ધિસિદ્ધિના ધણી થશે. આ સાંભળી પડિમા શેઠાણી બોલ્યાઃ જો એમ થશે તો પહેલો પુત્ર તમને વહોરાવીશ. પછી શેઠાણી ઘેર ગયા અને ગુરુકૃપાથી થોડા વખતમાં પુત્ર થયો. તેનું નામ પાડયું નાગેન્દ્ર. પુત્ર દશ દિવસનો થયો એટલે પડિમાએ એ પુત્રને ઉપાશ્રયે મોકલ્યો. ગુરુ કહે, હમણાં અમારે માટે એને ઉછેરીને મોટો કરો. એ પણ ગુરુભક્તિ છે. પડિમાએ એ પ્રમાણે નાગેન્દ્રને ઉછેરવા માંડયો. જ્યારે તેને સાત વર્ષ પૂરાં થયાં અને આઠમું વર્ષ બેઠું ત્યારે આચાર્યે એને પોતાને કબજે લીધો અને આમંડન ગણિને ભણાવવા માટે સોંપ્યો.

આ બાળ સાધુજ મહા પ્રભાવક પાદલિપ્તાચાર્ય બને છે. કેવી રીતે તે જોઇએ.

એક વખત તે કોઇ શ્રાવકને ઘેરથી ભાતનું ઓસામણ વ્હોરી લાવ્યા. આવીને ગુરુ પાસે ઉભા રહ્યા. ભાતનું ઓસામણ સર્વ જાતનું અચિત્ત નથી એટલે સચિત્તઅચિત્તનો વિચાર કરીને લાવ્યો છે કે કેમ એ જાણવા ગુરુએ પૂછ્યું કે તું આ-લોચના જાણે છે ? એ બાળક સાધુએ જવાબ આપ્યો કે હા, ગુરુ મહારાજ ! એ સંસ્કૃત શબ્દ છે. એના બે ભાગ છે : આ અને લોચના. આ ઉપસર્ગ છે. એનો અર્થ થોડું, ચોતરફ, મર્યાદા એવો થાય છે. અને લોચના એટલે જોવું. એટલે આ-લોચનાનો અર્થ ચોતરફ જોવું એવો થાય છે. અને મે બરા-બર જોયું હતું કે;

अंबंतं वच्छीए अपुप्फियं पुप्फदंतपंतिए ।
नवसालिकंजियं नवहू हूइ कूड एण मह दिन्नं ॥

મતલબ કે લાલ વસ્ત્રવાળી અને ઋતુમાં નહિ આવેલી પુષ્પના જેવી દંતકળીઓવાળી નવોઢા સ્ત્રીએ મને તરતની છડેલી ડાંગરનાં ભાતનું ઓસામણ ઠારીને ઘણા હર્ષથી વહોવરાવ્યું છે.

આવું શ્રૃંગારિક વર્ણન સાંભળી ગુરુ બોલ્યા કે **'पलित्तोऽसि'** અર્થાત્ તું રાગથી ખૂબ ખરડાઇ ગયો છે.

ગુરુનું એવું વાક્ય સાંભળી તરતજ હાજરજવાબી એ બાળ સાધુએ કહ્યું કે: ગુરુ મહારાજ ! કૃપા કરી પલિત્ત શબ્દમાં એક કાનો વધારી આપો કે જેથી મારું કલ્યાણ થાય.

પલિત્ત શબ્દમાં આગળ કાનો વધતાં પાલિત્ત થાય એનો અર્થ પાદલિપ્ત અર્થાત્ પગે લેપ કરવાથી ઉડી શકનાર એવો થાય. મતલબ કે મને પગે લેપ કરીને ઉડવાની વિદ્યા આપો. ગુરુ એની આવી સમયસૂચકતા જોઈ પ્રસન્ન થયા અને એને પાદલેપ કરવાની વિદ્યા આપી. ત્યારથી એમનું નામ પાદલિપ્ત પડયું.

ફક્ત દશ વર્ષની ઉંમરે પાદલિપ્તસૂરિને પોતાના પટ્ટધર બનાવી ગુરુએ મથુરાનગરીમાં મોકલ્યા. પોતાની સમય સૂચકતાથી ત્યાં ઘણા માણસોપર પ્રભાવ પાડયો. પછી તે પાટલીપુત્ર ગયા.

આ વખતે પાટલીપુત્રમાં મુરૂંડ નામે રાજા રાજ કરતો હતો. તેના દરબારમાં સેંકડો બ્રાહ્મણ પંડિતો હતા, જે રાજાનો ભારે પગાર ખાતા હતા. તેમણે વિચાર્યું કે જૈનના પ્રખ્યાત આચાર્ય પાદલિપ્ત અહીં આવે છે ને સીમાડે ઉતર્યા છે તો આપણે તેમની બુદ્ધિની પરીક્ષા કરવી જોઇએ. એમ વિચારી તેમણે સોનાની વાડકીમાં થીજેલું ઘી ટાંકો ટાંક ભરીને તે આચાર્યને મોકલવા વિચાર કર્યો. રાજાને તે વાત જણાવી અને તેણે હા પાડી એટલે એ પ્રમાણે વાડકી આચાર્ય પાસે મોકલી.

આ તો મહા બુદ્ધિશાલી હતા તેથી સમજી ગયા કે નક્કી આમાં કાંઇક ભેદ છે. એટલે પાસેથી એક બાવળીયાની શૂળ લઈ તેમાં ઉભી ખોસી દીધી અને તે વાડકી પાછી મોકલાવી. આ પ્રમાણે વાડકી પાછી આવી એટલે પંડિતો સમજી ગયા કે નક્કી તે સમર્થ વિદ્વાન છે. એ પંડિતોની સલાહથી રાજાએ ભારે ધામ-ધૂમ સાથે તેમનો નગરમાં પ્રવેશ કરાવ્યો. જ્યારે તે ઉપાશ્રયે આવ્યા ત્યારે મુરૂંડરાજે પૂછ્યું કે હે મહારાજ! આપે વાડકી પાછી કેમ મોકલી? સૂરિજી બોલ્યા: એમાં મોટો ભેદ હતો. વાડકીમાં ઘી ભરીને મોકલવાનો હેતુ એ હતો કે આ વાડકીમાં જેમ બરાબર ઘી ભરેલું છે તેમ આ નગર પણ વિદ્વાનોથી ભર-પૂર છે માટે વિચારીને પ્રવેશ કરજો એટલે મેં શૂળ ખોસીને જવાબ આપ્યો કે જેમ એ ઘીમાં આ શૂળ સોંસરી પેસી જાય છે તેમ હું પણ એ વિદ્વાનોના હૃદયમાં સોંસરો પેસી જઈશ. રાજા એમનું આવું જ્ઞાન તથા ગંભીરતા જોઈ આશ્ચર્ય પામ્યો ને તેમનો શિષ્ય બન્યો.

આ રાજાને એક વખત માથામાં સખત પીડા ઉપડી. કેમે કરી મટે નહિ. ઘણા ઘણા વૈદ્યોને તેડાવ્યા પણ કોઇનો ઉપાય કામ લાગ્યો નહિ. એ વખતે તેના પ્રધાનોએ આવી સૂરિજીને વાત કહી. સૂરિજી તો મંત્ર, તંત્ર, તેમજ અંજન ચુર્ણના પ્રયો-ગમાં ભારે કુશલ હતા. તેમણે પોતાના ઢીંચણ પર આંગળી ફેરવી એની માથાની પીડા મટાડી દીધી. આ સમાચાર સાંભળી આખું પાટલીપુત્ર તેમના પ્રભાવથી અંજાઈ ગયું.

તેઓ વિદ્વાન પણ ઘણા મોટા હતા. તેમણે અહીં તરંગલોલા નામનું ચમ્પુકાવ્ય અને નિર્વાણકલિકા નામનો ગ્રન્થ રચવા માંડયો અને તેનું હંમેશાં વ્યાખ્યાન કરવા લાગ્યા. આ વ્યાખ્યાન સાંભળવા લોકોની ખૂબ ભીડ થવા લાગી. લોકો એ વ્યાખ્યાન સાંભળે ને રસમાં ડુબી જાય. આથી તેમના ખૂબ વખાણ થવા લાગ્યા. ચૉરે ને ચૌટે, હાટે ને શેરીએ એમનીજ વાતો થવા લાગી. રાજા ને એના પંડિતો પણ આ વ્યાખ્યાન સાંભળવા આવતા ને સાંભળીને માથું ડોલાવતા. પણ એક સ્ત્રી આચાર્યના વખાણ કરતી નહિ. ઉલટી મ્હોં મચકોડતી. એ હતી રાજાની વિદ્વાન ને વ્હાલી વેશ્યા પ્રમદલોચના. એક વખત મુરૂંડરાજે સૂરિજીને કહ્યું કે મહારાજ ! આપના વ્યાખ્યાનની પ્રશંસા બધા કરે છે પણ આ પ્રમદલોચના નામની વેશ્યા કરતી નથી તે ઠીક નહિ. આપ એની પાસે વખાણ કરાવો તો ખરા. સૂરિજીએ એ વાત સાંભળી અને કહ્યું કે તારી ઇચ્છા છે તો પૂરી થશે.

થોડા દિવસ બાદ એક વખત આચાર્ય મહારાજે તો પ્રાણ કપાળે ચડાવી દીધો ને મડદા જેવા થઈ ગયા. લોકોમાં વાત ફેલાઇ ગઇ કે આચાર્યે કાળ કર્યો. પછી તો શું બાકી રહે? નાનું ને મોટું, ઘરડું ને જુવાન સહુ એકઠું થવા લાગ્યું ને એમના માટે એક ભવ્ય પાલખી તૈયાર કરી. તેમાં સૂરિજીના શરીરને મૂકયું ને હજારો માણસોની ઠઠ વચ્ચે એ પાલખી નીકળી. સહુના મોઢા ઉદાસીન હતા. ઘણા તો એમજ કહેતા કે આવા ઈશ્વર જેવા મહાત્મા ચાલ્યા ગયા ને આપણને

કાળે કેમ ન બોલાવ્યા ? આ પ્રમાણે પાલખી ચાલતી ચાલતી પ્રમદલોચનાના ઘર આગળ આવી એટલે તે પણ ખૂબ ઉદાસીન થઈને નીચે આવી ને તેમને નમસ્કાર કરીને બોલી કે અરેરે ! પરમેશ્વર જેવા પુરૂષ પરલોક પધાર્યા. વેશ્યાના આ પ્રમાણે વખાણ સાંભળી ઝટ સૂરિજીએ પ્રાણ શરીરમાં મૂકી દીધો ને બોલ્યા કે આ વેશ્યાની સ્તુતિથી હું જીવતો થયો. વેશ્યા શરમાઇ ગઈ. રાજા આનંદ પામ્યો. નગરમાં પણ આનંદ આનંદ થઇ રહ્યો.

આવા તો પાદલિપ્તસૂરિએ અનેક કામ કર્યાં ને લોકોના મનમાં જૈન ધર્મ વિષે ઉંડી છાપ પાડી.

અહીં રાજાએ શત્રુંજયનો સંઘ કાઢયો ને સૂરિજીને સાથે આવવાની વિનંતિ કરી. સૂરિજી સંઘ સાથે વિહાર કરતા શત્રુંજય આવ્યા. શત્રુંજયની યાત્રાથી કોનું દિલ પ્રસન્ન ન થાય ! પવિત્ર પહાડનો પ્રભાવ જ એવો છે કે એના દર્શનથી યાત્રાળુના હૃદયમાં પવિત્રતા જાગે. પાદલિપ્તસૂરિએ તો આ તીર્થની ખૂબ ભાવથી યાત્રા કરી ને પછી અહીંથી ગૂજરાતમાં થઇને દક્ષિણ તરફ ગયા.

દક્ષિણમાં આવેલું માલખેડ જુના વખતમાં માનખેટપુર નામે નગર કહેવાતું. એક મોટા રાજ્યની તે રાજ્યધાની હતી. શ્રી કૃષ્ણ નામનો પ્રતાપી રાજા ત્યાં રાજ્ય કરતો હતો. સૂરિજી તો ત્યાં પહોંચ્યા અને પોતાની શક્તિથી તેને પણ વશ કરી લીધો.

એ વખતે પ્રાંશુપુર નગરમાંથી વિહાર કરતા આચાર્ય રુદ્ર-દેવસૂરિ ને શ્રમણસિંહસૂરિ નામે બે આચાર્ય પણ ત્યાં આવ્યા. બન્ને વિદ્યાના મહાન જાણકાર હતા. રુદ્રદેવસૂરિ યોનિપ્રાભૃત નામે ગ્રંથ જાણતા હતા. ત્યારે શ્રમણસિંહ નિમિત્ત વિદ્યામાં ભારે પ્રવીણ હતા. તેમની પાસેથી પાદલિપ્તસૂરિએ બધી વિદ્યાઓ શીખી લીધી.

અહીંના રાજાને તે એટલા પ્રિય થઈ પડયા હતા કે રાજા વિહારજ ન કરવા દે. એવામાં ભરૂચથી સંઘનો સંદેશો આવ્યો કે અમને અહીં બ્રાહ્મણો બહુ સતાવે છે તો આપ કૃપા કરીને પધારો.

પાદલિપ્તસૂરિએ કહ્યું કે હું કાર્તિકી પૂર્ણિમાના દિવસે આવીશ. સંદેશો લાવનાર તો પાછો ફર્યો. સંઘ સંદેશો સાંભળી વિચારમાં પડયો કે એક જ દિવસમાં સૂરિજી માલખેડથી અહીં શી રીતે આવી શકશે ?

અહીં સૂરિજીએ ચોમાસું પૂરૂં કર્યું ને પૂર્ણિમાની પ્રભાતે રાજાની આજ્ઞા લીધી. રાજાએ દુખાતા દીલે પણ રજા આપી.

સૂરિજીએ પોતાના પગે એક જાતનો લેપ કર્યો ને ધરરર આકાશમાં ઉડયા. જોનારા તો જોઇજ રહ્યા કે આવાયે માણસો દુનિયામાં પડયા છે. હજી તો પ્રભાતનો પહોર હતો એવામાં જ તે ભરૂચ પહોંચ્યા. સૂરિનો આ પ્રતાપ જોતાં જ વિરોધી-

ઓના હોજા ગગડી ગયા. તેમનામાંથી કેટલાકે તો શહેરમાંથી પણ પલાયન કર્યું.

ભરુચના રાજાને ખબર પડી કે મહામંત્રવાદી પાદલિપ્તાચાર્ય પધાર્યા છે એટલે તે વંદન કરવા આવ્યો ને આચાર્યને પગે પડી વિનંતિ કરી કે અહીં રોકાઇ મારા નગરને પાવન કરો. પણ પાદલિપ્તસૂરિને એક સ્થળે રહેવું હવે પસંદ ન હતું એટલે તે વિહાર કરી ગયા.

તે ફરતા ફરતા ને વિધવિધ તીર્થોનાં દર્શન કરતા એક વખત ઢંકપુર ( મોરબી પાસેનું ટંકારા ) નગરે આવ્યા. અહીં એક વખત સિદ્ધ તરીકે પ્રખ્યાત થયેલો નાગાર્જુન તેમને મળવા આવ્યો. એ ક્ષત્રિયનો પુત્ર હતો અને નાનપણથી તેને વૈદક ને વનસ્પતિમાં બહુ રસ હતો. તે અનેક જંગલ, નદી નાળાં ને પ્હાડોમાં રખડ્યો હતો તથા તે વખતે જે કાંઈ રસાયણ શાસ્ત્રનું હિંદુસ્તાનમાં જ્ઞાન મળી શકે તેમ હતું તે બધું તેણે મેળવ્યું હતું. હજી તેને સુવર્ણસિદ્ધિ તથા આકાશગામિની વિદ્યા મળી ન હતી એટલે તેની શોધમાં હતો. તેણે સાંભળ્યું કે પાદલિપ્તાચાર્ય એ બંને વિદ્યાઓ જાણે છે એટલે કોઇ પણ રીતે શીખી લેવા તે આવ્યો હતો.

તે સૂરિજીનો શિષ્ય બન્યો ને સદા તેમની પાસે રહેવા લાગ્યો.

પાદલિપ્તાચાર્ય તો હંમેશાં પ્રભાતમાં પગે લેપ કરીને ઉડતા ને દૂર દૂરના તીર્થોનાં દર્શન કરી આવતા. નાગાર્જુન

એ જોઇ માથું ડોલાવતો ને આ શાથી બનતું હશે તેના વિષે અનેક તર્કો કરતો. આમ ઘણા દિવસ તર્કો કર્યા ને પ્રયોગો કર્યા પણ તેનો કાંઈ પત્તો લાગ્યો નહિ.

એક વખત પાદલિપ્તાચાર્ય અષ્ટાપદજી દર્શન કરીને પાછા આવ્યા. તે વખતે સમય સાધી બીજા શિષ્યો તેમની પાસે આવે તે પહેલા પોતે આવીને ઉભો રહ્યો ને ઝટ ઝટ ગુરુના પગ ધોઇ ચરણામૃત પરઠવવા ( નાખી દેવા ) ચાલ્યો. એકાંતે જઇને તેણે પાણીની વાસ પારખીને સ્વાદ ચાખ્યો. વનસ્પતિઓને પારખવામાં તો તેણે આટલું જીવન ગાળ્યું હતું એટલે તે શોધી કહાડતાં બહુ વાર ન થઈ. એની વાસ પરથી ૧૦૭ વનસ્પતિઓનો બનેલો આ લેપ છે એમ ઓળખી કાઢયું. પછી એ વનસ્પતિઓને મેળવી તેનો લેપ કરી પાદલિપ્તાચાર્યની માફક ઉડવાની શરૂઆત કરી. પણ થોડું ઉડયો ત્યાં ભફાંગ લઇને નીચે પડયો. ફરીને પ્રયત્ન કર્યો તો પણ એ જ રીતે નીચે પડયો. આમ પાંચ સાત વખત પ્રયોગ કરતા તેનાં હાડકાં પાંસળાં ઠીક ઠીક ખોખરાં થઇ ગયાં. આથી તે વિચારવા લાગ્યો કે જે વનસ્પતિ જે નક્ષત્રમાં ને જે વખતે લાવવી જોઇએ તે પ્રમાણે બરાબર નહિ આવી હોય. એટલે ફરી બરાબર સમય પ્રમાણે વનસ્પતિ લઇ આવ્યો ને ફરી લેપ કરી ઉડવા લાગ્યો. એનાથી તે થોડે ઉંચે ઉડયો પણ તરત ચકરી ખાઇને ગોળ ગોળ ફરતો એક ઉંડા ખાડામાં પટકાઈ પડયો. ત્યાં ઉગેલી વનસ્પ-

તિથી તેના શરીરે ઉઝરડા થયા અને લોહી પણ નીકળવા માંડયું. તે ટો ત્યાં હવા ખાતો પડયો રહ્યો.

ઘણો વખત થયો પણ નાગાર્જુન ઉપાશ્રયે પાછો ન ફર્યો આથી બીજા સાધુઓ તેની શોધમાં નીકળ્યા. શોધ કરતાં કરતાં એક ગોવાળણીએ ખબર આપી કે ફ્લાણે ઠેકાણે ખાડામાં એક માનવી પડયું છે. ત્યાં જઇને સાધુઓએ તપાસ કરી તો એજ નીકળ્યો. તેને ઉઠાડી, તેના શરીર પરથી ધુળ વગેરે ખંખેરી ઉપાશ્રયે લઇ ગયા. ગુરુએ પૂછયું કે શાથી આમ થયું? નાગાર્જુન કહે, મારા જેવા પામર પર ક્રોધ ન કરતાં મારી ઈચ્છા પૂર્ણ કરો તો કહું. પાદલિપ્તાચાર્ય કહે, જરા પણ બ્હીવાનું કારણ નથી. બેધડક જે હોય તે કહે. એટલે નાગાર્જુનને વિશ્વાસ આવ્યો કે નક્કી ગુરુ વિદ્યા બતાવશે. એથી તેણે સાચે સાચી હકીકત કહી દીધી.

આચાર્ય એની વાત સાંભળી પ્રસન્ન થયા. પોતાના શિષ્યોમાં આવો કોઇ બુદ્ધિમાન નથી એમ તેમને જણાયું અને એથી તેમણે નાગાર્જુનને કહ્યુંઃ તેં પારખેલી બધી વનસ્પતિ સાચી છે પણ તેને પાણીમાં વાટીને લેપ કરવાથી તું ઉડી ન શકયો. જો સાઠી ચોખાના ધોવરામણમાં એ વનસ્પતિઓને વાટીને લેપ કરીશ તો ઉડી શકીશ. નાગાર્જુનને એથી ઘણો જ આનંદ થયો.

હવે તેને રસસિદ્ધિ વિદ્યા સિદ્ધ કરવાનો મનોરથ થયો. તે પારાને

મારવાની બધી શાસ્ત્રીય વાતો જાણતો હતો પણ તેમાં કચાસ રહેતી હતી. આથી તે ગુરુને ખૂબ રાજી રાખવા લાગ્યો. અનેક રીતે ગુરુની સેવા કરીને મન રંજન કરવા લાગ્યો. એક વખત ગુરુ પ્રસન્ન હતા ત્યારે લાગ જોઇને નાગાર્જુને કહ્યું: ગુરુજી ! કોટીવેધી રસસિદ્ધિ કરવાની વિધિ મને આપો. ગુરુ સમજતા હતા કે આવડી મોટી વિદ્યાને માટે તે લાયક નથી એટલે ના કહી. નાગાર્જુને આથી ખૂબ ખૂબ વિનંતિ કરી ત્યારે તેના આગ્રહથી પીગળી સૂરિજી બોલ્યા: મારી ઈચ્છા વિરૂદ્ધ ફક્ત તારા આગ્રહને લીધે હું તને એ વિધિ બતાવું છું. મહા પ્રતાપ-વાળી શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજી સમક્ષ દિવ્ય ઔષ-ધિઓથી સિદ્ધ કરેલા પારાને જો કોઇ પદ્મિની સ્ત્રી ખલમાં ઘૂંટે તો એ રસસિદ્ધિ થાય. ગુરુ મહારાજે ટૂંકમાં કહેલી આ વિધિ સાંભળી તેનું મન એ સિદ્ધિ કરવા માટે ખૂબ ઉતાવળું થયું. એથી થોડા દિવસમાં ગુરુને છોડી તે સિદ્ધિ કરવા ચાલી નીકળ્યો.

તેણે સહુથી પહેલાં વાસુકિ નાગનું આરાધન કર્યું. તે પ્રસન્ન થઈને બોલ્યો: પુત્ર ! તારે શું જોઇએ છીએ ? નાગાર્જુને કહ્યું: પાર્શ્વનાથ ભગવાનની ચમત્કારિક મૂર્તિની મારે જરૂર છે. 'એવી મૂર્તિની તારે શી જરૂર ?' વાસુકિ નાગે પ્રશ્ન કર્યો. નાગાર્જુન કાંઇ કાચી માયા ન હતી. તેણે અડાવ્યું : અમે એક વખત જુદા જુદા દેવોની સત્તા વિષે વાદ કરતા હતા ત્યાં મેં સાંભળ્યું કે આજે પણ અત્યંત ચમત્કારી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ દુનિ-

યામાં છે, માટે મારે એમના દર્શન કરવા છે. નાગે એનો આવો નિશ્ચય જોઈ કહ્યું કે કાંતિપુર નગરમાં એવી ચમત્કારિક મૂર્તિછે.

નાગાર્જુન તો પગે લેપ કરતો ને કાંતિપુરી પહોંચ્યો. ત્યાંથી કેવી રીતે મૂર્તિ લેવી એની વેતરણમાં પડયો. તે કપટી સેવક થઇને એ મંદિરમાં જવા આવવા લાગ્યો અને અત્યંત ભક્ત છે એવું બતાવવા લાગ્યો.

એક વખત પુજારી આડા અવળા હતા, બીજું પણ કોઇ ન હતું એ વખતે તેણે મંદિરમાંથી મૂર્તિ ઉપાડી ને આકાશ માર્ગે ઉડયો. તે ખંભાતની પાસે આવેલી શેઢી નદીના કિનારે ઉતર્યો ને ત્યાં એકાંત જગા શોધી રહેવા લાગ્યો. હવે પ્રતિમાજી તો મળ્યા પણ પદ્મિની સ્ત્રી ક્યાંકથી મેળવવી જોઇએ એવું વિચારી એ પ્રતિમાને એ ગુપ્ત સ્થળમાં સંતાડી દીધી ને પોતે પદ્મિની સ્ત્રીને શોધવા નીકળી પડયો. ઉડતાં ઉડતાં એક મોટું શહેર આવ્યું ત્યાં નાગાર્જુન હેઠો ઉતર્યો. અનેક યુક્તિઓ લગાવી પદ્મિની સ્ત્રી માટે માણસોને પૂછવા લાગ્યો. પણ એવી માહિતી ક્યાંથીમળે ? કોઈ કહે, બાવાજી ગાંડા થયા કે શું ? તમારે પદ્મિની સ્ત્રીનું વળી શું કામ છે ? અને પદ્મિની સ્ત્રી તમારા સુધી ક્યાંથી ? આવા આવા જવાબ સાંભળી તેણે વિચાર કર્યો કે સામાન્ય માણસ આગળથી આનો પત્તો નહિ મળે માટે ભાંગ પીનારાનો એક અખાડો હતો ત્યાં ગયા. કોઈ ત્યાં ચલમ ફુંકી રહ્યું છે તો કોઈના હાથમાં હુક્કો છે, કોઈના હાથમાં ભાંગનો લોટો

છે, તો કોઈ વળી કાવા કસુંબા કાઢે છે. કેટલાક અલક મલકની વાતો કરે છે તો કેટલાક ઠંડા પહોરનાં ગપગોળાં લગાવે છે. કોઈ કેફના તાનમાં ચકચુર છે તો કોઈ ભાંગ જ ઢીંચે છે. આવા સ્થળમાં એકાએક બાવાજીને આવેલા જોઈ કોઇએ તેમનો આગળ ચલમ ધરી તો કોઇએ ભાંગનો લોટો ધર્યો. નાગાર્જુન એ બધાને યોગ્ય જવાબ આપી વાતો કરવા લાગ્યો. આડીઅ-વળી વાતોમાં એ ગંજેરીઓને ખૂબ વાતે ચડાવ્યા. પછી વાત કાઢી કે હું નથી માનતો કે આમાંથી કોઇએ પદ્મિની સ્ત્રી જોઈ હોય. એ સાંભળી એક અફીણી બોલ્યોઃ 'મેં પદ્મિની સ્ત્રી જોઈ છે. અહીંથી ૬૦ ગાઉ ઉપર આવેલા પ્રતિષ્ઠાનપુરના રાજા શાલિવાહનની રાણી ચંદ્રલેખા પદ્મિની છે.' નાગાર્જુનને જોઈતી માહિતી મળી એટલે થોડીવાર આડી અવળી વાતો કરી તે ત્યાંથી નીકળી ગયો અને ઊડીને પ્રતિષ્ઠાનપુર આવ્યો.

અહીં તે શાલિવાહનનો ચાકર બનીને રહ્યો. પદ્મિની, હસ્તિની ચિત્રણી અને શંખિની એ ચારે જાતની સ્ત્રીઓની પરીક્ષા કરવામાં તે કુશળ હતો. તેને તપાસ કરતાં જણાયું કે ચંદ્રલેખા પદ્મિની છે. પણ હવે એને કેવી રીતે ઉપાડવી એ ચિંતવવા લાગ્યો. તે રાજમહેલમાં નોકર થઈને રહ્યો. એક વખત લાગ સાધી શાલિવાહનના સુવાના ઓરડાનું એક બારણું ઉઘાડું રાખ્યું. રાજારાણી ભરનિં-

દમાં પડયા ત્યારે કુશળતાથી ચંદ્રલેખાને ઊઠાવી અને તરતજ ઉડયો. ખંભાત પાસે શેઢી નદીના કિનારે જ્યાં પોતાનો ઉતારો હતો ત્યાં આવ્યો.

અહીં ચંદ્રલેખા જાગીને જુએ તો જંગલ. એણે મહેલ સિવાય બીજુ જોયું નહતું એથી ગભરાઈ ગઇ. એ વખતે નાગાર્જુને કહ્યું: હે બ્હેન ! તું ગભરાઈશ નહિ. તને કોઈ પણ ખરાબ કારણે અહીં નથી લાવ્યો. પરંતુ મારે રસસિદ્ધિ કરવી છે અને એમાં સ્રીની જરૂર છે એટલેજ તને લાવ્યો છું. તું આ પ્રતિમાની સામે બેસી આ પાર ને ખલમાં વાટ. જો મારા કહ્યા પ્રમાણે કરીશ તો તને કાંઈ નહિ થાય. અને આ વાત પણ તારે કોઇને કરવી નહિ. નહિતર તારૂં તથા તારા કુટુંબનું સત્યાનાશ વળી જશે.

ચંદ્રલેખાએ આ ધમકીથી નાગાર્જુને બતાવ્યા પ્રમાણે પારાને ખલમાં ઘુંટયો. પછી પ્રભાત થતાં નાગાર્જુને તેને પાછી મહેલમાં મૂકી દીધી. આ પ્રમાણે હંમેશાં કરવા લાગ્યો. એક વખત રાજાએ જાગીને જોયું તો પાસે ચંદ્રલેખા નહિ. તેણે ઉઠીને બધે જોયું પણ કયાંઈ ચંદ્રલેખા નહિ. આથી તેના મનમાં ક્રોધ ભરાયો કે ચંદ્રલેખા નક્કી દુરાચારી છે. એ શોધ ખોળમાં સવાર પડી ત્યાં યુક્તિથી નાગાર્જુને તેને પલંગમાં મૂકી દીધી. અહીં ચંદ્રલેખાને સુતેલી જોઈ રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ.

તેણે હાથ પકડીને ચંદ્રલેખાને ઉઠાડી અને કહ્યું: અરે દુષ્ટા ! નક્કી તારો કાળ આવ્યો છે. તારા ઈષ્ટ દેવનું સ્મરણ કરી લે ચંદ્રલેખા કહે, સ્વામીનાથ ! હું તદ્દન નિર્દોષ છું. મારા સામું જુઓ. શાલિવાહન રાજા બહુ ચતુર હતો. અનેક વિદ્યામાં પરંગામી હતો. તેણે બરાબર નિરીક્ષણ કરી નિર્ણય કર્યો કે ચંદ્રલેખા લાગે છે નિર્દોષ. પછી પૂછયું: આનું કારણ શું ? ચંદ્ર-લેખા કહે, એ પૂછશો નહિ. એમાં આપણા બધાનો નાશ થશે. છતાં રાજાને જાણવાનું ખૂબ કુતૂહલ થયું એટલે ચંદ્રલેખાએ બધી વાત કહી. આ સાંભળી શાલિવાહન ઉંડા વિચારમાં પડયો. ખૂબ વિચાર કરી એણે કહ્યું: પ્રિયે ! તું જરાયે ચિંતા કરીશ નહિ. એમનો ક્રોધ શાંત કરવા આપણે બંને પુત્રો સહિત જઇશું. રાણીને આથી આનંદ થયો. ચારે જણ જવાની તૈયારી કરવામાં પડયા.

એવામાં ચાર વિદ્વાન બ્રાહ્મણો એક એક લાખ શ્લોકના ગ્રંથ બનાવીને આવ્યા ને રાજાને કહેવડાવ્યું કે આપના વિદ્યા-પ્રેમથી પ્રેરાઈ અમે શાસ્ત્ર સંભળાવવા આવ્યા છીએ. રાજાને જવાની ઉતાવળ હોવાથી કહ્યું: એટલાં મોટાં શાસ્ત્ર સાંભળ-વાનો હાલ સમય નથી માટે તમારે જે કહેવું હોય તે એકેક પદમાંજ કહી દો. એ શાસ્ત્રીઓ શાસ્ત્રનો સંક્ષેપ કરવામાં પણ આબાદ હતા. પહેલા આત્રેય બોલ્યા કે મારા વૈદક-શાસ્ત્રનો સાર એટલોજ છે કે અજીર્ણમાં ભોજન ન કરવું. બીજા

કપિલ શાસ્ત્રી બોલ્યાઃ મારા ધર્મ શાસ્ત્રનો સાર એ છે કે પ્રાણી પ્રત્યે દયા રાખવી. ત્રીજા બૃહસ્પતિ બોલ્યા કે મારા નીતિ-શાસ્ત્રનો એ સાર છે કે કોઈનો વિશ્વાસ ન કરવો. ચોથા પાંચાળ બોલ્યા કે સ્ત્રીઓ પ્રત્યે કોમળતા રાખવી એ મારા કામશાસ્ત્રનો સાર છે. એ સાંભળી રાજા ખૂબ પ્રસન્ન થયો અને તેમના ધાર્યા કરતાં પણ વધારે ઇનામ આપ્યાં. ( પાછળથી તેનો પ્રચાર પણ કર્યો. )

પવનપંથી ઘોડા તૈયાર થયા કે તરતજ આ ચારે જણ તેનાપર સવાર થઈ નીકળી પડયા. માર્ગ ચંદ્રલેખાનો જાણીતો હતો એટલે રસ્તો ઝડપથી કપાવા લાગ્યો. એમ કરતાં વિકટ રસ્તો વટાવી તે શેઢી નદીના કિનારે આવ્યા ને નાગાર્જુનના આશ્રમે પહોંચ્યા. બધાને સાથે આવેલા જોઈ નાગાર્જુન મનમાં સમજી ગયા કે કાંઇક સ્વાર્થ સાધવા આવ્યા હશે. રાજાએ મનમાં જરા પણ ક્રોધ બતાવ્યા વિના તેની સાથે મીઠી મીઠી વાતો કરી અને મિત્રાચારી બાંધી. તેમના પુત્રોને આ યોગી પાસેથી કિમીયો શિખવાનું મન થયું. એટલે માત-પિતાની રજા માગી. તેમણે બહુ બહુ ના પાડી પણ તેમનો ખૂબ આગ્રહ હોવાથી છેવટે રજા આપી. તેઓ અહીં શીખવા રહ્યા ને રાજા રાણી પોતાના શહેરમાં પાછા ગયા.

નાગાર્જુનને કોટિવેધની રસ સિદ્ધિ થઇ હતી એટલે હવે રાણીની જરૂર ન હતી. તેના બે શીશાઓ તૈયાર કર્યા હતા.

તે આ રાજપુત્રોથી છાના રાખવા રાત્રે ઉઠયા અને જંગલમાં ચાલ્યા. આ કુમારો પણ ગુપ્ત રીતે તેમની પાંછળ પડયા તેમને એ રસ હાથ કરવાની લગની લાગી હતી. નાગાર્જુન એક ઝાડીમાં શીશા સંતાડી પાછા ફર્યા કે આ કુમારે તેમને દર્ભની ઝુડીઓથી મારીને પૂરા કર્યા. શ્રીપાદલિપ્તાચાર્યે એમાં સાર નહિ કાઢવાની જે આગાહી કરી હતી તે ખરી પડી.

પછી પેલા કુમારોએ શીશા શોધી કાઢયા અને તે લઇને પોતાના નગર ભણી ઉપડયા. રસ્તામાં તેમનું પણ મૃત્યુ થયું ને એ શીશા નાશ પામ્યા.

કેટલાકના કહેવા મુજબ નાગાર્જુને પોતાના ગુરુનો ઉપકાર યાદ કરી શત્રુંજયની તળેટીમાં પાદલિપ્તપુર (પાલિતાણા) શહેર વસાવ્યું અને પર્વતપર એક સુંદર જિનચૈત્ય બંધાવી મહાવીર પ્રભુની પ્રતિમા સ્થાપન કરી અને તેમાંજ પાદલિપ્તાચાર્યની પ્રતિમા પણ સ્થાપન કરી. શ્રી પાદલિપ્તાચાર્યે આ મંદિરમાં પ્રભુ મહાવીર આગળ સ્તુતિ રૂપે 'ગાહાજુઅલેણ' નામનું સ્તોત્ર બનાવ્યું. અને તેમાં ગુપ્ત રીતે સુવર્ણસિદ્ધિની રીત મૂકેલી છે. પણ ગુરુ ગમ વિના અત્યારે તે કોઇ સમજી શકતું નથી.

એક વખત સૂરિજી ગિરનાર ગયા. ત્યાં તળેટીમાં રહીને એક વ્યાખ્યાન આપ્યું જેમાં નેમિનાથ ભગવાનનું જીવન સચોટ રીતે સમજાવ્યું. એ સાંભળીને નાગાર્જુને ત્યાં દશાર્હ-મંડપ, ઉગ્રસેન રાજાનો મહેલ ને ચઉરી વગેરેની રચના કરાવી જે આજે પણ હયાત છે.

આમ ઠેકાણે ઠેકાણે પોતાના જ્ઞાનથી ને પોતા ની વિદ્યાથી પાદલિપ્તાચાર્યે જૈન ધર્મની પ્રભાવના કરી અને વૃદ્ધ થતાં તે શત્રુંજય તીર્થે આવ્યા. અહીં પરમ શાન્તિ પામવા ૩૨ ઉપવાસ કરી દેહ છોડયો.

આજે પણ આ મહાન શાસન પ્રભાવકનું નામ જૈન ઇતિહાસમાં ઝળકી રહ્યું છે.

આવા અનેક પ્રભાવકો પાકો ને જૈન શાસનને જયવંતુ કરો.

ॐ शान्तिः शान्तिः शान्तिः



# બાળ ગ્રંથાવળીનાં ૧૦૦ પુસ્તકો

## પ્રથમ શ્રેણી : કિં. રૂા. દોઢ. પાકું બાઇન્ડીંગ રૂા. બે.

૧ શ્રી રીખવદેવ, ૨ નેમ–રાજુલ, ૩ શ્રીપાર્શ્વનાથ, ૪ પ્રભુ મહાવીર, ૫ વીર ધન્નો, ૬ મહાત્મા દઢપ્રહારી, ૭ અભયકુમાર, ૮ રાણી ચેલ્લણા, ૯ ચંદનબાળા, ૧૦ ઈલાચીકુમાર, ૧૧ જંબુસ્વામી, ૧૨ અમરકુમાર, ૧૩ શ્રીપાળ, ૧૪ મહારાજા કુમારપાળ, ૧૫ પેથડ-કુમાર, ૧૬ વિમળશાહ, ૧૭ વસ્તુપાળ–તેજપાળ, ૧૮ ખેમો દેદરાણી, ૧૯ જગડુશાહ, ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ.

## બીજી શ્રેણી : સળંગ પુસ્તકાકારે પાકું બાઈન્ડીંગ રૂા. સવા.

૧ અર્જુનમાળી, ૨ ચક્રવર્તી સનત્ કુમાર, ૩ ગણધર શ્રી ગૌતમ-સ્વામી, ૪ ભરતબાહુબલિ, ૫ આર્દ્રકુમાર, ૬ મહારાજા શ્રેણિક, ૭ વીર ભામાશાહ ૮ મહામંત્રી ઉદાયન, ૯ મહાસતી અંજના ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર, ૧૧ મયણરેહા, ૧૨ ચંદન મલયાગિરિ, ૧૩ કાન કઠિયારો, ૧૪ મુનિશ્રી હરિકેશ, ૧૫ કપિલ મુનિ, ૧૬ સેવામૂર્તિ નંદિષેણ, ૧૭ શ્રી સ્થૂલિભદ્ર, ૧૮ મહારાજા સંપ્રતિ, ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો, ૨૦ સ્વાધ્યાય.

## ત્રીજી શ્રેણી : કિં. રૂા. દોઢ. પાકું બાઇન્ડીંગ રૂા. બે.

૧ શ્રી ભદ્રબાહુ સ્વામી, ૨ શ્રી હેમચંદ્રાચાર્ય, ૩ શ્રી હરિભદ્રસૂરિ, ૪ શ્રી સિદ્ધસેન દિવાકર, ૫ શ્રી બપ્પભટ્ટસૂરિ, ૬ શ્રી હીરવિજય સૂરિ, ૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી, ૮ મહા સતી સીતા, ૯ દ્રૌપદી, ૧૦ નળ–દમયંતી, ૧૧ મૃગાવતી, ૧૨ સતી નંદયંતી, ૧૩ ધન્ય અહિંસા, ૧૪ સત્યનો જય, ૧૫ અસ્તેયનો મહિમા, ૧૬ સાચો શણગાર–શીલ, ૧૭ સુખની ચાવી યાને સંતોષ, ૧૮ જૈન તીર્થોનો પરિચય ભાગ ૧ લો. ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. ૨૦ જૈન સાહિત્યની ડાયરી.

**ચોથી શ્રેણી : કિં. રૂા. ૬ાાા. પાકું બાઈન્ડીંગ રૂા. ૭.**

૧ જાવડશા, ૨ કોચરશા, ૩ વીર વનરાજ, ૪ ધન્ય એ ટેક, ૫ મણિનાં મૂલ, ૬ કળાધર કોકાશ, ૭ શુકરાજ, ૮ જિનમતી ૯ રાજર્ષિ કરકંડુ, ૧૦ અનંગ સુંદરી, ૧૧ નર્મદા સુંદરી, ૧૨ અષાઢા ભૂતિ, ૧૩ અચંકારિભટ્ટા, ૧૪ વિષ્ણુકુમાર, ૧૫ કાલિકાચાર્ય, ૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય, ૧૭ મહાત્મા આનંદઘનજી, ૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી, ૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય) ૨૦ સાધર્મિકનાં સ્નેહઝરણાં.

**પાંચમી શ્રેણી :** સંવત ૧૯૮૮ની શ્રાવણ પૂર્ણિમાએ બહાર પડશે. અગાઉથી લવાજમ મોકલી આપનાર માટે પોસ્ટેજ સહિત **રૂા. ૬ાાા** પછીથી પોસ્ટેજ અલગ.

૧ લલિતાંગકુમાર, ૨ ચિલાતીપુત્ર, ૩ આભુશા, ૪ સમરાશા, ૫ પવિત્ર જયસેના, ૬ ભક્ત દેવપાળ, ૭ કુમાર મંગળ કળશ, ૮ ઉત્તમકુમાર, ૯ ચંપકશ્રેષ્ઠિ, ૧૦ અમરસેન–વયરસેન, ૧૧ સાજણસિંહ, ૧૨ ચંપકમાળા, ૧૩ કેવળી જયાનંદ, ૧૪ સમરાદિત્ય, ૧૫ હંસરાજ–વત્સરાજ, ૧૬ કવિ ધનપાળ, ૧૭ શ્રીકાંત શેઠ, ૧૮ મુનિ અર્હન્નક, ૧૯ વૃદ્ધાકુમાર, ૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃતબિંદુ.

પાંચે શ્રેણી સાથે ખરીદનારને **રૂા. ૬ાાા પાકું બાઈન્ડીંગ ૮ાાા** પોસ્ટેજ દરેકનું અલગ સમજવું.

# જૈન જ્યોતિ

દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય
અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૨।। | : : | છુટક નકલ |
| પરદેશમાં રૂ. ૩।। | : : | ચાર આના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુંનરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લેખકોના મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ને ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

**જ્યોતિ કાર્યાલય**
**હવેલીની પોળ, રાયપુર**
**અમદાવાદ.**

કવર, વસંત પ્રી પ્રે. : અમદાવાદ